# અંબાજી માતાના ગરબા.

રચનાર

શેઠ. દોલતરામ ખેમચંદ—અડાલજ વાળા.

ઠે. દરવાજાના ખાંચે સાહપુર—અમદાવાદ.

છપાવી પ્રસીદ્ધ કર્તા.

શા. તુલજારામ ચમનલાલ

ઠે. જીવણ કમળસીની પોળ સાહાપુર—અમદાવાદ.

આવૃતિ ૧ લી. પ્રત ૨૫૦ સને ૧૯૧૩

અમદાવાદ—પીરમશાના રોજા પાસે શ્રી સત્ય સાગર પ્રીંટીંગ પ્રેસમાં પટેલ [illegible]ચાભાઇ ચકુભાઇએ છાપી.

કીંમત અગ્રારા.

# શ્રી અંબાજીમાતાના ગરબા.

## મંગળાચરણ.

સરસ્વતી સમરૂ સુદ્ધ મને,
મેહેર કરો મુજ માત;
અંબાની ઉપાસના,
બુડતાં ઝાલો હાથ. ૧
દયાળુ દેવી તમે,
આરાસુરમાં વાસ;
દાસ દોલત કરગરે,
સર્વની પુરો આશ. ૨
જણ્યાએ જસ આપજો,

ગુણ ગાઉં ભરપુર;
નામ જપુ નારાયણી,
તું દેવાંધી નુર. ૩
શકિત સમરણ સુખ મળે,
ટુટે ભવજળ જાળ;
સેવકને સંતોષવા,
ધાજ્યો દીનદયાળ. ૪

---

## ગરબી.

---

અલબેલી તે અંબે માવડીજો,
માજી વાર કરો કેમ આવડીજો. અ, ૧
માજી આરાસુરમાં બીરાજતાંજો,
સદા સેવક તણે શીર છાજતાંજો. અ. ૨
કરી કરૂણા કાળીમાં આવીઆંજો,
સર્વ ભકત તણે મન ભાવીઆંજો. અ. ૩
માધો ઉપર મેહેર કરી તમોજો,
પારે દર્શન પ્રેમથી આવું અમોજો. અ. ૪

દીઠું તેજ મન મારૂ ત્યાં મળ્યું જો,
આધ્ય શકિતનું નાસ નજરે લહયું જો અ. ૫
નામ વીસત વાર કરી ઘણીજો,
માના મંડપની શોભા બહુ બણીજો. અ. ૬
માજી મહીમા માધાનો વધારીઓજો,
એનો આત્મ ઘણો સુધારીઓજો. અ. ૭
ચાલી કીરતી ગામો ગામ શહેરમાંજો,
કરે ભકિત સદા રહે લહેરમાંજો. અ. ૮
મીલવાળા જુગલદાસ જાણીજો,
ચીનુભાઇ સપુત્ર પ્રમાણીજો. અ. ૯
ચીંતા ચીતમાં ભરેલી ટાળવાજો,
આપ અઘોર કર્મને બાળવાજો. અ. ૧૦
આવી મંડપ શીશ નમાવીઆંજો,
માજી મનના તે વેહેમ બતાવીઆજો. અ. ૧૧
ચીત ચોટયું ચરણમાં માતનાજો,
તુટયા મનસુબા જુદી જુદી ભાતનાજો. અ. ૧૨
સતર વરસનો સમૈયો ખોલતાંજો,
અભય વાણી અંબા મા બોલતાંજો. અ. ૧૩

ટળી ચીંતાને મન હરખ્યા ઘણુંજો,
માન વાધ્યું તે માત અંબા તણુંજો. અ. ૧૪
રવીવારે પારે આવી પુજતાજો,
લાવે મીઠાઇ મેવા મન સુજતાજો. અ. ૧૫
કરી બંદગી ઘણા ગુણ ગાય છેજો,
એમ માજી તે પ્રસન્ન થાય છેજો. અ. ૧૬
આવે જન ઘણા ગામ ગામનાજો,
સઉની પુરણ કરે મન કામનાજો. અ. ૧૭
મેહેર કરીને દુઃખડાં કાપજોજો,
દોલતને અભયપદ આપજોજો. અ. ૧૮

---

## વીસતમાની ગરબી.

---

વીસત વડવાળીરે માત માહારી,
આરાસુર સોભતાં તે,
કાળીમાં ભાળી. વીસત. ૧
પધાર્યાં મા પ્રેમસુને,
મહીમા તો વધારો;

માથા ઉપર મેહેર કરી,
આતમા સુધારો. વીસતા. ૨
સેવક જન પારે,
આવે છે સારા સારા;
દુખીઆં પોકારે,
વીસતના દરબારા. વીસત. ૩
ભાવે લાવે ભેટણાંને.
ફુલ હાર ન્યારા;
જળહળતી જોત જલે,
તેજ ઝીંબકારા. વીસત. ૪
પારાના પસાયથી તો,
ભુત પ્રેત નાશે;
વાંઝીઆને પુત્ર આપી,
પુરણ કરો આસ. વીસત. ૫
ચીનુભાઇના ચીતમાંતો,
ચટપટ લાગી;
ભ્રમણા ભુલ્યા રે,
ખટપટ ત્યાગી. વીસત. ૬

ખરા ખરા ખ્યાલ દીઠા,
હેત વધ્યું ભારે;
મન મનોરથ પુરા કરા,
ટેક ધરે ત્યારે. વીસત. ૭
ચીનુભાઈનાં ચીત વર્યા,
મઢ કરાવો મોટો;
મંમાયા મેહેર કરો,
કદી નાવે ટોટો. વીસત. ૮
કેલૈયે એ કામ કીધું,
ફરતી મેલી જાળી,
રમવાને આવો;
એ મોતીયાં વાળી. વીસત. ૯
ગડર નાંખી ધાબુ વાળુ,
ઉપર બાંધો માળો;
ભકતાંને માંથે અંબા,
તું છે રખવાળો. વીસત. ૧૦
વીસત વાંચે મેલડી તું,
પ્રેમથી પુંજાણી;

ઘોધો માંહી ધુધવે,
માંહકે ચરા દેખાણી. વીસત. ૧૧
મેહેર કરો માવડી,
મુજ આશ કરો પુરી;
દોલત કહે દેવ તમે,
લેખે લો મજુરી. વીસત. ૧૨

---

## લાવણી.

---

(કાયાનો રંગ કાચોરે જોને પ્રાણી—એ રાગ.)

---

વીસત વડવાજીરે માત મારી,
મહેર કરી માજી તમે;
તે કાળીમાં ભારી વીસત એ ટેક.
પધાર્યાં મા પ્રેમથીને,
મહીમા વધાર્યો;
માથા ઉપર મહેર કરી,

આત્મને તાર્યો. વીસત. ૧

સેવક જન પાર આવે,

છે સારા સારા;

દુખીઆં પોકાર કરે,

તોરા દરબારા. વીસત. ૨

ભાવે લાવે ભેટણાં,

ફુલ હાર ન્યારા;

જળહળ જ્યોત જળે,

તેજ બીંબકારા. વીસત. ૩

પારાના પસાયથી તો.

ભુત પ્રેત નાશે;

વાંઝીઆને પુત્ર આપે.

પુરણ કરે આશ. વીસત. ૪

ચીનુભાઇના ચીતમાંએ,

ચટપટ લાગી;

ભ્રમણાઓ ભુલ્યાને,

ખટપટ ત્યાગી. વીસત. ૫

ખરા ખરા ખ્યાલ આપ્યા,

હેત વધ્યું જ્યારે;
મન મનોરથ પુરીઆરે,
ટેક ધર્યો જ્યારે. વીસત. ૬
વીસત વાંસે મેલડીતો,
પ્રેમથી પુજાંણી;
ઘાધો માંહી ધુવવેને,
કેશરા ભેગો દેખાંણી. વીસત. ૭
મહેર કરો માવડીને,
આશા કરો પુરી;
દોલત કહે દેવ તમો,
લેખે લ્યો મજુરી વીસત. ૮

---

## અંબાજીની લાવણી.

---

આરાશુરવાળી રે, લહેરી અંબા. ૧
લાગે તાળી રે, લહેરી અંબા ૨
શરોવર આરોરે, લહેરી અંબા. ૩
જળહર પાળોરે, લહેરી અંબા. ૪

શરોવર ઝીલેરે, લહેરી અંબા. ૫

પાપદળ પીલેરે, લહેરી અંબા. ૬

શરોવર ન્હાવાંરે. લહેરી અંબા. ૭

ગબડ જાવારે, લહેરિ અંબા. ૮

કોટેશ્વર જઇએરે લહેરી અંબા. ૯

સરસ્વતી નાહીએરે, લહેરી અંબા. ૧૦

વીમળનાં દહેરાંરે, લહેરી અંબા. ૧૧

શોભે ભલેરાંરે, લહેરી અંબા. ૧૨

અદલ ઘંટવાજેરે, લહેરી અંબા, ૧૩

શીવકશીર છાજેરે, લહેરી અંબા. ૧૪

શોભાછે શારીરે. લસેરી અંબા. ૧૫

તેજ છે ભારીરે, લહેરી અંબા. ૧૬

ચોઘડીઆં વાજેરે, લહેરી અંબા. ૧૭

નાટકીઆ નાચેરે. લહેરી અંબા. ૧૮

હાલો હાલો જઇએરે, લહેરી અંબા. ૧૯

અંબાના ગુણગાઇએરે, લહેરા અંબા. ૨૦

મજરો લેશેરે, લહેરી અંબા. ૨૧

અભયપદ દેશેરે. લહેરી અંબા. ૨૨

ભવભીડ ભાગેરે, લહેરિ અંબા. ૨૩
કર્મરેખ જાગેરે, લહેરી અંબા. ૨૪
દયાળુ દેવારે, લહેરી અંબા. ૨૫
કરોનિત્ય સેવારે, લહેરી અંબા. ૨૬
સાલયકુળ રહેજોરે લહેરી અંબા. ૨૭
ખબરમારી લેજોરે, લહેરિ અંબા. ૨૮
દોલતપર રાજીરે, લહેરી અંબા- ૨૯
શરણરાખ માજીરે, લહેરી અંબા. ૩૦

---

## ગરબી.

---

અડાલજ ઓપેરે માતઅંબા,
વાવના વીસામે રહ્યાં જોત્ય જગદંબા. ૧
અડાલજ વાવ દીસેછે રૂપાળી,
ચણતરમાં ચુનોનથી કામમીના કારી. ૨
દેવળ અંબાનું દીસેછે રૂપાળુ,
મુરતી મોહન ગારી ચંદ અજવાળુ. ૩
આભ્રણ અંગ દિસેછે માત સારાં,

માથે મુગટ જડયો તેજ બીંબકારાં- ૪
કાને જડયાં કુંડળ ટીલડી રૂપાળી,
હૈયેતો હારજડયા મોતીનીવાળી. ૫
હાથે જડયો ચુડલોને બાજુબંધ સારા,
વેઢ વીંટી વાક ભલા નખ જાણેતારા. ૬
જેર ઝાંઝર કડલાંકાંબી વીંછવા રૂપાળા,
અનોપમ ઓઢણી માનેગળે મોહનમાળા. ૭
સ્વારી વાઘનપર ત્રીસુળ તેજ ભારી,
અડાલજના ઓછબીઆ ધુનકરે સારી. ૮
પુનેમદીન ઓછવ બારમાશી થાવે,
પ્રસાદિ પુરણકરે માના ગુણગાવે. ૯
ધુપદીપ આરતી હવન હોમસારા,
ઘણાં વધામણાં માના દરબારા. ૧૦
ભક્તિકરે ભાવશુને પ્રેમે પાયલાગે,
વસ્તીની આબાદરાખો દોલત એમ માગે. ૧૧

---

# ગરબી.

---

રાગ—મહી ઢળેશેરે એદેશી

મોતીશા નામે વહેપારીઓરે,
તેનેભર્યાં તાંબારે ઝાઝ. આરાસુર
વેહેપારે વણીકતો નીસરોરે,
જાવા બંદર જાવાકાજ. આરાસુર
સાથે કુટુંબ કબીલો નીસરોરે,
જેના મનમાં છે મોટીઆશા. આરાસુર
જઇ જાવેતે માલ ખપાવીઓરે,
ત્યાં રહ્યા તે માસ છમાશ. આરાસુર
લાભલેઇ ઘેર જાવા કારણેરે,
ઘણીહુંસે ચલાવ્યા વાહાણ. આરાસુર
મનમાં તે હરખ માતો નથીરે,
આવ્યા મધ્ય દરિયા પ્રમાણ. આરાસુર
વીકટ વેળાનો વાયુ વાયછેરે,
વાહાણ ફવાણા તેનિવાર. આરાસુર
આશા નવ રહી જીવ્યા તણીરે,

દીસ દુખ તણોનહીં પાર. આરાસુર
ઉંચુ જુવેતો ભાળે આભલુરે,
નીચે જુવે ભાળેછે નીર. આરાસુર
માસ જાસેને બાલક ડુબસેરે,
વળી ડુબે નારીને શરીર. આરાસુર
હવે કુણગતી હશે માહરીરે,
આંખે વહેછે આંસુડાંનીધાર. આરાસુર
પુરવ પાપમારારે ઉદે થયારે,
પછી કરવા માંડયો પોકાર. આરાસુર
તમે ધાજો ઓ અંબા માવડીરે,
બાળા શક્તિ સાંભળજો બુમ. આરાસુર
અર્ઘ્યવાહાણ અર્પણછે તુજનેરે,
તારા નામની છે હવે સુમ. આરાસુર
મારી અરજી ધરો મા ઊરમાંરે,
તારા ખોળે છે મારાં શીશ આરાસુર
સુણી બુમ આરા સુર ઉઠીઆંરે,
ઝાઝ તારવા તેણે દીસ. આરાસુર
વાહન ઉપર સ્વારી માતનિરે,

હાથ લીધોછે ભાલો ત્રીશુળ. આરાસુર
ઝાઝ તાર્યું દરીયામાંથી દેવીએરે.
દુઃખકાઢ્યું તે જોતાંદુર, આરાસુર
એધું વહાંણ અર્પ્યું માતનેરે,
જગ્તમાં રાખ્યુ એનેનામ. આરાસુર
ગુણ કેટલા હું ગાઉં માતનારે,
દાસ દોલતનો વિસરામ. આરાસુર

---

## ગરબી.

---

ધનધનરે આરાસુરવાળી ઘડુલીઓ ધુમેછે,
તારા નામનિ લાગી તાળી ઘડુલીઓ.
આરાતે સુરમાં અંબામા શોભતા.
ત્યાં આવ્યાં બહુચરબાળી. ઘડુ
દક્ષિણમાંથી ચુળજા પધાર્યા,
પાવેથી આવ્યા કાળી, ઘડુ
ચારે ભગની ચાચર ઉપર;

રાસરમે લટગળી. ધડુ
બ્રહ્માજી આવ્યાને સાથ સાવંત્રી.
તનમન લાગી તાળી. ધડુ
શંકર સાથે પાર્વતી શોભતાં,
તેજ તણાં બીંબકારી. ધડુ
વિશ્નુ વાલપણુ વારી પધારીયા,
લક્ષ્મી આવ્યાં રૂપાળી. ધડુ
ઈંદ્ર વરૂણને કુબેર આવીઆ,
સોભા બનીબહુ સારી. ધડુ
તેત્રીસ કરોડ દેવ વીમાને આવીઆ,
સાથે છે અપછરા ન્યારી. ધડુ
દેવાંગના દીલ રીઝીને આવીઆં,
અગ્નીવાયુ ઉદગારી. ધડુ
દેવતણી મેદની આરાધ્ધર સોભતી,
સરદ પુનેમ અજવાળી. ધડુ
જગઝગ ઝબકે છે, દીવડા,
હસી હસી લેછે તાળી. ધડુ
રાસ રમેછે નેહે નમે છે,

ઝાંઝરની ઝમકારા. વહુ
નૈતમ નાટક હસી રમી ગાયછે,
હરખ થયો છે ભારી. વહુ
ઈંદ્રિપુરી સમ શોભા દેખાયછે.
જોતાં રસીલી રૂપાળી. વહુ
દોલત કહે એ દેવીને દેખતાં,
મટે મરણ ભયભારી. વહુ

---

## અંબામાની ગરબી.

---

આદ્ય શક્તિ તુનેજાણી લેરીમા.
તને પ્રગટ જુગ પરમાણી લેરી.
તને વેદપુરાણે વખાણી. લેરીમા ૧
પ્રથમ આદ્ય શક્તિમા અંબા.
પછી પવનને પાણી,
બ્રહ્મા વીશ્નુ સર્વે કલ્યા પણ;
તુ કોઇથી ના કળાણી લેરીમા ૨
આદ્ય શક્તિએ બ્રહ્મા પ્રગટયા

વીષ્ણુ આજીવારા.
વરવાની જાણે ના પાડાનો
હુતા સંને પર જાલ્લા. લેરીમા ૩
ત્રીજી વારે શીવ ઉપાયા,
વરવા નિહા કીધિ
ઊપાયા માટે માત માહારી
તો કાયા બદલી લીધી લેરોમા ૪
એકરૂપ બ્રહ્માણી ધરીયું
બીજુ લક્ષ્મી રાણી
રૂપ પાલટી નવા નવા ધરિયાં
પછી થયાં રૂદ્રાણી લેરીમા ૫
શક્તિએ શંકર સરૂપ્યા
જળથલ્લ વન કટી ભારી.
પહાડ પરવત નાગનવકુંળ
વાડી બનાવી સારી લેરીમા ૬
દેવ દાનવ સર્વ ઉપાયા
જીવ જંતને પંખી
લક્ષચોરાશી જીવાયોનાં

કીડી કુંજર મંખી લેરીમા ૭
અકળ સરૂપી આપ બીરાજો,
ભક્તની પાલણ હારો;
ભીડ પડે મા સમરે તુજને,
સેહેજે પાર ઉતારો. લેરીમા ૮
મોતીશાનાં વાહાણ ડુબ્યાં,
સમર્યાં આરાસુર રાણી.
વાઘ ઉપર કરી સ્વારી,
ડુબતાં લીધાં તાણી લેરીમા ૯
દૈતોનાં દલ છેદન કરીયા,
ભકતોને ઊગાર્યા
રાય વૈરાટનાં અન્નજ પુર્યાં,
ચંડ મુંડને માર્યાં લેરીમા ૧૦
સોની કેરી સહાય કરીમા,
નાંમ વાઘેસરી ધરીયું.
હરેક કામ વીક્રમનાં કરીયાં,
હરસીદ્ધ એવું ઠરીયું. લેરીમા ૧૧
તે દેવી આરાસુર શોભે,
નજરે મેં તો ન્યારી



મનના મનોરથ સરવે પુર્યા,
બાપ દીધાં પર જાલી — લેરીમા ૧૨
જનમ મરણના ફેરા ટળીઆ,
તુમ દર્શન પરતાપ.
દાસ દોલતને અભય પદ આપું,
પાપ કરી દવો માફ — લેરીમા ૧૩

---

## ગરબો.

---

આજ ગરબે રમે છે માત અંબીકાજો.
પાએ વાગે તે ઘુઘરીના ધમકારજો — આજ. ૧
માએ શણગાર પેહર્યા છે શોભતાંજો,
સૌ સેવકનાં મન લોભતાંજો. — આ. ૨
સૌને વાયક મુકીને બોલાવીઆંજો,
આદ્ય ઇશ્વરી પાસે સૌ આવિઆંજો. — આજ ૩
આવ્યા બહુચર બાળી ચુવાળથીજો,
મોટા દેવ આવ્યા કઇક મારથીજો — આજ ૪
પાવાગઢથી તે કાળકા આવિઆજો,

સાથે સુલભ તોતળાને લાવિઆંજો          આજ ૫
કોડ તેત્રીસ દેવતાસ જોવા મળ્યા જો.
સરવે કામ મુકી પંથે પળ્યાજો,          આજ ૬
દેવિ શાજન ગરબા ગાયછે જો,
ત્યાં નવરંગ વાજાં વાયછેજો          આજ ૭
શેને હરખ ઘણેરા મનમાંજો
ઘણું તેજ વાદયુંછે તનમાંજો.          આજ ૮
પાએ ઝાઝરના ઝમકાર છે જો,
કુલ્લાં કાંબી તણા ધમકાર છે જો.          આજ ૯
કર કંકણ ચુડીઓ સોભતીજો,
ઓઢણિઓ અનોપમ ઓપતિજો          આજ ૧૦
ફરે ફુદડીને તાળી લે વળીજો,
ગાય ગરબો તે માત વળી વળીજો          આજ ૧૧
માથે ગાગર બેડીઆં ધુમતાંજો,
બાંહે બાંધ્યાં બાજુ બંધ ફુમતાંજો          આજ ૧૨
માજી મધુરાં ગીત ગાન ગાયછે જો.
તાથેઇ તાથેઈ નાટારંગ થાયછે જો          આજ ૧૩
તાલ મૃદંગને વેણા વાગતાજો,

અંબા જગ મગ જોતો જાગતિજો. આજ ૧૪
માના મંડપની શોભામાં નહી મણાજો,
જોવા સેવક આવી મળ્યા ઘણાજો. આજ ૧૫.
નર નારિ તે આનંદ પામીઆંજો,
સૌનાં દુઃખ સકળ ત્યાં વામીયાંજો આજ ૧૬
લેહેરી ગુણ તણો ભંડારછેજો.
ભક્તની તો પાલણ હારછે જો આજ ૧૭
પ્રેમધરીજે પારે આવશે જો,
મન માની તે મોજો લાવશેજા. આજ ૧૮
માતા દરસનથી દુઃખ જાયછે જો,
સદા આનંદકારી થાય છે જો. આજ, ૧૯
ભક્તિથી મા નવ નીધી આપતાં જો,
સેવકનાં સંકટ કાપતાં જો આજ. ૨૦
આદ્ય શક્તિની શોભામાં નહિ મણાજો,
માને પારે શેવક આવે ઘણાજો આજ. ૨૧
માની શોભાતો નીરખી ઘણીજો,
રૂપ દીસે જાણે પારસ મણીજો. આજ ૨૨
અનેક ભકતનાં કાંમ કીધા ઘણાજો,

માને નીતનીત આવે વધામણાંજો. આજ ૨૩
રાજા વિક્રમની વારે ચડયાંજો,
સંકટ વેળા મા જઇ અડયાંજો આજ ૨૪
દેવ દાનવ તણાં દુઃખ કાંપતોજો
ગૌ બ્રાહ્મણને થીર કરી થાપતોજો. આજ ૨૫
જશ જુગમાં ઝાઝા વાપીઓજો,
માએ પુત્ર કરીને થાપીઓજો. આજ ૨૬
તે હરસીધ અંબા માવડીજો,
મને વાર કરો શીદ આવડીજો. આજ ૨૭
હરીએ મોતીશા વહેવારીયોજો,
ઝાઝ ડુબતાં માએ તારીઓજો આજ ૨૮
વાઘ અસ્વારીએ વારે ચડયાંજો,
તેથી નાંમ તે વાઘેસરી પડયાંજો. આજ ૨૯
અનેક ભકતનિ આશા પુરતાંજો,
તેને દુઃખ દરીદ્ર મુકતાં જો. આજ ૩૦
તેથી નાંમ પડયું આશાપુરીજો,
તારીવાંણી મુર છે માધુરીજો. આજ ૩૧
રાજા વૈરાટે વિવા માંડીઓજો,

લટકાવ્યાં ઝમરૂખને હાંડીઆંજો આજ ૩૨
જાન જમવા ફેરે કારણેજો,
ઘણા કંદોઇ બેસાર્યા બારણેજો. આજ ૩૩
સાત વાંનાનાં સુખડાં પડાવિઆંજો,
રાયે કોઠાર ઝાઝા ભરાવિઆજો. આજ ૩૪
આવિજાંન પાંડવનિ તે સમેજો,
ભીમ ભુપતે ખાવાને ભમેજો. આજ ૩૫
રાયે દુત સાથ કોઠાર દેખાડીઓજો,
ભીમસેનનને તે હરખ પમાડીઓજો. આજ ૩૬
જેને માહાદેવનું વરદાનછેજો,
તેને એક કોળીઆના સમાનછેજો આજ ૩૭
અમૃતપાન આરોગીઆંજો,
રાય કોઠાર શહુ ખાલી થયાંજો. આજ ૩૮
જાન પીરસણાને કારણેજો
રાય આવ્યા કોઠારને બારણેજો. આજ ૩૯
માંહી કકડો કે કોર દીઠું નહીજો,
ત્યારે દિલડું ઉદાસી નીરવહીજો. આજ ૪૦
ત્યારે મરવાની ઇચ્છા મંન થઇજો,

આદ્ય શક્તિ તણે પાયે પડેજો. આજ ૪૧
કર બાંધ્યા ને ખડગ ખાંધે ધર્યું જો,
ભોગ લેજો ભવાની હું મરૂજો. આજ ૪૨
માએ હાંહાં કહિને હાથ ઝાલીઓજો,
રાય હાથેતે કોલજ આપીઓજો. આજ ૪૩
એવા અનેક ખચારથી જાગસેજો,
તોએ કોઠાર કંઇ નહિ ખુટસેજો. આજ ૪૪
દેવિ અંન દાંનના પરતાપથીજો,
નાંમ અંન પુરાણા થયાં આપથીજો. આજ ૪૫
ચંડમુંડને ચોળીને મારીઆજો,
દેવ ભકત સરવને તારીયાજો આજ ૪૬
તેવી કરૂણા મુજ પર કીજીએજો,
મને નિતે તોરીણા દિજીએજો આજ ૪૭
જોયાં ચામર ચીત ચળી ગયું જો.
મળ્યું અમરત વિષ ઢળી ગયુ જો આજ ૪૮
ઓગણીસેં અઠાવન આવીજો,
દર્શન થયાંને મંન મલકાવિઆંજો. આજ ૪૯
માંણેક ઠારી પુનેમની રાતહેજો,

મુખ દિઠુંને સુખની સાતછેજો. આજ ૫૦
વાર સુકરે દેવીન્યાળતોજો,
રહયો ચરણાંગત મંન વાળતોજો. આજ ૫૧
ધરી ભાવથી ભક્તિ મેં કરીજો,
તમે વારે ચઢોને આરાસુરીજો. આજ ૫૨
દીન દયાળુ દયા હવે રાખીઓજો,
સદા શેવકને શરણે રાખીએજો. આજ ૫૩
રાત દીવસમાં શરણાં આપજોજો,
મારાં દુખ દરીદ્ર કાપજોજો આજ ૫૪
અંતવેળામા વારેઆવજોજો,
મુનેલેવાને વૈમાંન લાવજોજો આજ ૫૫
ભીડ ભંજન ભુદરી માતછો જો,
મારે તુહી વીધાતા તુહી માત છે જો આજ ૫૬
માડી દાહાડી તે દરશાન દીજીએ જો,
દીન દસવાર ખબરો લીજીએજો આજ ૫૭
સુપને પણ સમરણ તાહારૂંજો
ભીડ વીધન નિવારણ માહરૂંજો આજ ૫૮
સીધ કામ કરો જસજુગ આપીએજો,

મને સહાય પુત્ર કરી થાપીએજો — આજ ૫૯
દાસ દોલત અડાલજ ગામ છે જો.
તારા નામનીતો મોટી હાંમછે જો. — આજ ૬૦
મનગમતી મોજો આપજોજો,
માના ડુબતી વેળાનો હાથ ઝાલજોજો — આજ ૬૧

---

## ગરબો.

---

હાલો હાલો લેહરી અંબા જોવાને
જોવા ભવદુખ ખોવાને — હાલો
માનુ રૂપ જોઇ જાઉ બલીહારી;
માના શણગાર ઉપર જાઉ વારી — હાલો
માયે માંથે તે ગુથ્યા મેંણીઆં.
પાળે મોતિ પરોવ્યાં જેણીઆં — હાલો
માને માથે તે મુગટ બીરાજેછે
ઉપર હીરલા જડેલા છાજેછે — હાલો
લીલાવટ ટીલડી બહુસારી
માને નાકે મુકતા હળ વાળી — હાલો

વેસારે દામણિું ઝળકે છે
હાર માંણેક મોતીના ઝગકેછે હાલો
કંઠે નવસર હાર શોભે છે,
ને દેખી મન મારૂ લોભે છે. હાલો
તુસીપાટીઆં સાંકળી સારી છે,
કાળી ગાંઠતે મોતીયાં વાળીછે. હાલો
ઝાલ ઝુમણાં ને મોતીની માળાછે,
કાને ટ ટોડા સોનેરી વાળા છે હાલો
ટોટી અકોટીકાંને છાજે છે,
વાશુકી વેણ બીરાજેછે હાલો
દશ આંગળીએ વેઢને વીટી છે
માંહે નંગજડીલી લીટીછે. હાલો
માને હાથે ચુડલો ચળકેછે.
માંહી હેમ કાંન્ડણીઓ ખળકે છે હાલો
પગે કડલાંને કાંબી ગાજેછે,
ઉપર અણુવટ વીછવા વાજેછે હાલો.
પાએ ઝેરને ઝાંઝર ઝમકે છે.
ઉપર નેપુર ઘુઘરી ધમકેછે. હાલો

ઘુઘરી આળો ઘાઘરે ઘમકેછે
ચાઅખી એડું ચી ચમકે છે હાલો
લાલ ગુલાલ ઓઢણી જેણીછે.
વાસુકી સરીખી વેણીછે હાલો
ઓગણીસે અઠાવન સાલે,
થાય દરશન માએ હુકમ આલે હાલો
માણેકઠારી છે અજવાળી
ઘણીરાત શોભેછે રઢીઆળી હાલો
શુકરવારે શોભા છે ભારિ,
થયો દરશનથી આનંદકારી હાલો
કાંઇ દિલવીસે દયા દાખો
દાસ દોલતને શરણે રાખો હાલો

---

## ગરબી.

---

હાલો જુવા ખુબી લેરી અંબાની,
અંબાની જુગદંબાનિ. હાલો ટેક
મંડપની શોભા બહુસારી,

આસપાસ જડેલીછે જારી. હાલો ૧
કમાડ રૂપાને પતરે જડીઆંછે,
ચોપાસે તે છત્ર મઢીઆંછે. હાલો ૨
આંગીતે અનોપમ આપેછે,
ફુલ ગુલાબના હાર આરોપેછે. હાલો ૩
અષ્ટ ભુજાને શણગાર બહુ સારા,
બધા કરમાંહી સહસ્ત્ર ધારા,. હાલો ૪
ધુપ દીવાને આરતી થાયછે,
સહુ ફુલે મોતીડે વધાવેછે. હાલો ૫
ઘંટ એંસીને આશારે વાજેછે,
માની ગડગડ નોબત ગાજેછે હાલો ૬
નરનારીતે ગરબા ગાવેછે,
ત્યાં નાટારંગ બહુ થાયેછે. હાલો ૭
ત્યાં નાટકીઆ બહુરીતે નાચેછે,
તે દેખીને મન મારૂ રાચેછે. હાલો ૮
મૃદંગને ફાંશી વાજેછે,
ત્યાં ભુંગળ ભણુણુ ગાજેછે. હાલો ૯
ગીતગાન અતીશે થાયેછે,

સહુ મધુરા સ્વરથી ગાયછે. હાલો ૧૦
નરનારી તો ગરબા ગાયછે,
માતો નવનવાં લાડ લડાવેછે. હાલો ૧૧
દેશદેશથી સંઘજ આવેછે,
માને ભેટો ઘણેરી લાવેછે. હાલો ૧૨
માના માનસરોવર નાહેછે,
મંનગમતી તે મોજો પાવેછે. હાલો ૧૩
માનો માનસરોવરછે પારો,
માનો જુગમાં જલહળનો પારો. હાલો ૧૪
ધાબા ઉપર ત્રીસુળછે સારૂ,
માનું દરશન મને લાગે પ્યારૂં. હાલો ૧૫
તારા નામ તણી રટણા લાગી,
મારા ભવ તણી ભાવટ ભાગી. હાલો ૧૬
માજી મહેર કરી ઉગારીલયો,
ભવજલથી બુડતાં તારીલયો હાલો ૧૭
માજી આપોને મનુષ્યા દેહી લાહવો,
જન્મ મરણનો ફેરો મટાવો. હાલો ૧૮
જે અંબે માને નાંચેછે,
તેને રેહેવું અડાલજ ગામેછે. હાલો ૧૯

# ગરબી.

---

માજી અંબા તે રમવા નિસર્યાં.
હો લેહેરી અંબીકા.
માએ શો લીધો શણગારરે,
હો લેહેરી અંબીકા હો ૨
મા એ માથે તે ગુથ્યાં મેણીઆં હો,
માએ શીંથે તે ભરીયાં સીંદુરરે હો ૨
માને લીલાવટ ટીલડી શોભતી હો,
માને દામણીએ રતન જડાવરે હો ૩
માને હાથ તે ચુડલો હેમનો હો
માની કાંકણીએ રતન જડાવરે હો ૪
માને બાહે બંધ બેરખા હો
માને ફરતાં ફુમનડાં ચારરે હો ૫
માને પાએ પીંરાજી મોજડી હો
પાએ ઝાંઝરનો ઝમકારરે હો ૬
માને પગે તે કડલાં શોભતાં હો
માની કાંબીએ રતન જડાવરે હો ૭

માનો ઘુઘરીઆળો વાઘરો હો,
માને સાળુડે કસબી કોરરે હો ૮
માને નાકે તે વાળીઓ સોભતી હો
માને કંઠે નવસર હારરે હો ૯
માને માથે મુગટ હીરે જડયો હો,
માના રૂપ તણો નહી પારરે. હો ૧૦
ત્રીસુળ હાથે શોભતુ હો,
થયાં વાઘ ઉપર અસ્વારરે, હો ૧૧
વેઢવીંટી વળી તે પેહેરીયાં હો.
સૌ સેવકની કરતા સહાયરે, હો ૧૨
વીમળ વણીકનો બાળકો હો.
માંમો લાવ્યો મોસાળરે. હો ૧૩
નિશાળે ભણવા મુંકીઓ હો.
ભણ્યો વરસ બેચારરે, હો ૧૪
ભણતાં ગણતાં ના આવડયું હો,
વીમળ ચારે છે ગાયરે, હો ૧૫
રૂદે રટણા લાગી છે તાહરી હો,
સમરે છે અંબે માયરે, હો ૧૬
ચીત ચોટયું માના ચાકરી હો,

કરે રાત દીવસ સેવાયરે, હો ૧૭
આરાસુરીતો વાહરે ચડયાં હો,
વીમળને કહે મુખે માગરે, હો ૧૮
ખોળે બેસારી ખુસથી હો,
પ્રસન થયાં સોભાગરે, હો ૧૯
પુત્ર કરીને થાપીઓ હો,
શીર ઊપર મુકયો હાથરે, હો ૨૦
વીમળને કહે માગીએ હો,
કોલ દીયો કરમાંહેરે, હો ૨૧
વીમળ કહે મા આપીએ હો,
જુગમાં જસ ગવાયરે, હો ૨૨
જૈન પ્રાસાદ કરાવીએ હો,
શોભા તણો નહીં પારરે, હો ૨૩
આરસપાણ બહુ સોભતા હો,
કામ કરે મીના કારરે, હો ૨૪
જૈન બીબ પધરાવીએ હો,
ત્રણ ભુવનના રાયરે, હો ૨૫
કાંમ કરાવો કુભારીઓ હો,
ગાઉ છેટેછે ગાંમરે, હો ૨૬

કોટેશ્વરની વાટમાં હો,
ત્યાં બંધાવ્યાં ધામરે, હો ૨૭
દેહેરાં કરાવ્યાં દીપતાં હો
કર્યાં અષ્ટાદશ વીસરે, હો ૨૮
મંત્રથી મંડાણુ માડીઆં હો,
માંહી પધરાવ્યા જગદીશરે, હો ૨૯
સંઘ તેડાવ્યા સામટા હો,
પધરાતે અપરંપારરે, હો ૩૦
મંનના મનોરથ પુરીઆ હો,
વરત્યો છે જયજયકારરે, હો ૩૧
ભક્તી કર માની ભાવશું હો,
બોલ્યાં અંબેમાયરે, હો ૩૨
કોના પરતાપે પાંમીઓ હો,
વીનળ બોલ્યો ત્યાંયરે, હો ૩૩
ગુરૂ પ્રતાપે સૌ મળ્યુ હો,
જગમાં જસ મહી માયરે, હો ૩૪
અંબા કહે તું ભુલ્લીઓ હો,
વાંક કર્યું ક્ષમાયરે. હો ૩૫
ઓઝા વીચારી આસમે હો,

કુળ તણો પરતાપરે. હો ૩૬
ગુરૂ પ્રતાપે બોલીઓ હો,
રૂઠાં અંબે માતરે,, હો ૩૭
વીચારી બોલ અલ્યા વાંણીઆ હો,
રૂઠા છે તારા દીનરે, હો ૩૮
બે ગુના માફી કર્યા હો,
બોલ વીચારી વચંનરે, હો ૩૯
ગુરૂ ચરણ પ્રતાપથી હો,
રૂપ બે કહે હવે નાસરે, હો ૪૦
દીવસ રૂઠા તાહારો હો,
હોએ મક્યો હુતાસરે, હો ૪૧
ડુંગરાં લાગ્યાં દાપતાં હો,
નીમળ પામ્યો ત્રાસરે, હો ૪૨
ભય પાંમી પાછો વળ્યો હો,
આવ્યો અંબે પાસરે. હો ૪૩
માજી શરણે રાખીએ હો,
કાંઇક એધાની રાખરે, હો ૪૪
દીન દયાળુ દેવતા હો,
કરૂણા મનમાં દાખરે, હો ૪૫

ત્રણુસોને પંચાવન બળ્યાં હો,
પાંચ રહ્યા પ્રાસાદરે, હો ૪૬
અનેક ભક્ત ઓધારીઆ હો,
તમે જગત જનુની માતરે, હો ૪૭
માજી અભય પદ આપતાં હો,
મટાવો પરમાંદરે; હો ૪૮
હું અપરાધી તાહરો હો,
જાણે દુઃખની વાતરે, હો ૪૯
તાળ માત્રા નથી જાણુતો હો,
ના જાણું રંગને રાગરે, હો ૫૦
ગુણ ગાવા મંન ઉલસ્યુ હો,
શરણે રાખો સોભાગ્યરે, હો ૫૧
ઓછો વધારે જો પડે હો,
આડો અવળો વાંકરે, હો ૫૨
મજરો માનજો માહરો હો,
ક્ષમા કરા મારો વાંકરે, હો ૫૩
ઓગણીસે ઓગણસાઠ છે હો,
રૂડો તે આશો માસરે, હો ૫૪
આંસુક ઠારી પુનમે હો;

શુકરવારે આસર, હો ૫૫

મુખ દિઠું મેં માતનું હો,

ઊઘડ્યુ મારૂ ભાગ્યર, હો ૫૬

દર્શન કીધાં દેવનાં હો,

જોઇ સત્રણી જાગ્યરે, હો ૫૭

આનંદ વાધ્યો અંગમાં હો,

દુખ ગયાં સૌ દુરરે, હો ૫૮

દાસ દોલત ગુણ ગાય છે હો,

હ્રદય રહેજો હજુરરે, હો ૫૯

વણીક જાત છે માહારી હો,

સમરૂ વારંવારરે, હો ૬૦

બડળાતાં બુડતાં આવજો હો,

ઉતારો ભવપારરે હો ૬૧

---

## ગરબી.

---

મને અંબા જોયાના કોડરે,

આજ મન મારો,

આરા સુરમાં અંબા બીરાજે,
છબી જોતાં કામ હાર્યો, આજ ૧
માથે જળ હળ મુગટ બીરાજે,
જેવો ગગનમાં તારો, આજ ૨
અનોપમ ઓઢણીને જળ હળ મોતી,
તેજ તણો અંબારો આજ ૩
સંઘ બહુ આવેને ભેટ ઘણી લાવે,
માંન સરોવર આરો, આજ ૪
અનેક ભક્ત ઓધારણ ભુદરી,
જુગમાં જળ હળ પારો, આજ ૫
ભાવ ધરીને ભક્તી કરે તો,
આપે ખુટ ભંડારો, આજ ૬
દાસ દોલત શરણે તુમારે,
જમના દુતને વારો. આજ ૭

---

# ગરબી.

---

મને ચાચર જોવાની વણિ હું પરે,
ચાલ ચીત જઇએ.
ચાલ ચીત જઇએને નીરમળ થઇએ,
દુઃખની વાતો કહીએ. ચાલ ૧
નજરે માનુ મુખડુ નીરખતાં,
મનની મોજ થઇયે. ચાલ. ૨
સરોવર નાહાનું ગીત ગાન ગાનું,
ભકતી ભાવમાં રહીએ. ચાલ ૩
મોટા દેવ દેવતા આદ્ય શકિત શેવના,
મારકંડનું નામ લઇએ. ચાલ ૪
રાત દીવસ તારી રટણા કરેછે,
કેટલાકનાં નામ લઇએ. ચાલ ૫
ભવતારણનુ નાવડું મા અંબીકા,
એક જીભથી ગુણ ગાઇએ ચાલ ૬
હું અપરાધીબાળક મા તાહરો,
રાખો એટલે રહીએ. ચાલ ૭

# શ્રી. પરમેશ્વરનો થાળ.

## સાખી,

શ્રી પરમપદ પુરસોતમા. અખિલ બ્રહ્માંડના ભુપ.
ચૌદ લોક પેંદા કર્યાં, જોતાં અકળ સરૂપ. ૧
પાટ પધારો પ્રેમશું. દયા ધરીને મંન.
દાસ વાયુલા ઢોળશે, નાથ કરો ભોજન. ૨
દેહને એધરૂ દેવને, વિધ વિધના પરકાર-
આરોગો અમરત કરી, વરણવું વારંવાર. ૩
પાતળી આજી પાટે પધારીએ,
સદા સેવકનાં કાંમ સધારીએજો. પા ૧
જુઓ ઝગમગ જોતોછે જાગતીજો,
વાલા મોહનની મદંગ વાગતાજો. પા ૨
વાલા શેવસુવાળીને સુખડીજો,
દુધપાકે ભાગે ત્યાં ભુખડીજો. પા ૩
તળ્યાં ચુરમાંને વડાં સુવાળીઓજો,
ઊપર લાવસી લાવું એક કોળીઓજો, પા ૪

લાડુ બરફી જલેબીને ઘેબરાંજો,
મોતીચુર મગદળ ભેળાં કર્યાંજો. પા ૫
લાડુ સુતરફેણી શોભે વળીજો,
કોઠમડાંની કાચલા છે તળીજો, પા ૬
વડાં વેઢમીને રોટલી રસ ભરીજો,
લાગ્ન લજમાવા આવ્યો કરૂણા કરીજો. પા ૭
મુલા મોગરીને મેથી વઘારીઆંજો.
વંત્યાકમે વાલોળ સભારીઆંજો. પા ૮
કેરી કરપટાં અથાણાં મેલીઆંજો,
દુધ ભાત સાકર માંહી ભેળીઆંજો પા ૯
કઢી રાઇતુ બન્યા માનથી મણા જો,
સીરા શેકગોને ત્રચાર્યા છે ચગુણાજો પા ૧૦
ઉપર લવીંગ સોપારી આપશુંજો;
પાન બીડાં આપ પાટે થાપસુંજો પા ૧૧
આપ આરોગો થાળ સ્વાદીએજો,
વધે તેની કરૂ પ્રસાદીએજો પા ૧૨
દાસ દોલતને હવે દયા કીજીએજો.
મારો મજ રીતે માની લીજીએજો. પા ૧૩

---

# ગરબી.

---

અરજ સુણોને આરાસુરી,
બાળકનાં કલ્પાંત અંબેમાત.
મનમાં હું માચો અતી ઘણો,
ભાગવા મનડાંની ભ્રાત. અંબે અરજ ૧
ભવદુઃખ ભંજન હાર અંબેમાતા,
અરજ સુણોને આરાસુરિ
મન અકળાય અતી ઘણું,
તુમ ચરણમાં છોચીત, અંબે
રાત દીવસ રટણ કરૂ,
મનમાં છે મોટી પતીત. અંબે અરજ ૨
તમેતો આરાસુર શોભતાં,
રંગ ભેર દીવસને રાત. અંબે
નવનવા ખ્યાલ ખેલો સદા
દુઃખીઆંની નવ જાણો ખ્યાત અંબે અરજ ૩
ખાવાં પીવાં ભોગ નવાનવા,
ચાર ભગની સંગ સાર અંબે

અલખત અતિશેછે આપને,
અખુટ ભર્યાં છે ભંડાર. અંબે અરજ ૪
અનંત રીધિ સીદ્ધી ભોગવો,
અંહીં બાળક પામેછે દુઃખ અંબે
તેતે માતાજીને નવ ઘટે,
કેટલીક વેઠીએ ભુખ અંબે અરજ ૫
સંસાર સગપણ કોઇ નથી,
પેરપેર પ્રગટેછે સુલ. અંબે
તુજ સગપણ મેં સાચુ લહ્યું,
બીજુ ધારેલું તે ધુળ. અંબે અરજ ૬
ભ્રમણા માંહી હું ભુલો ભમું
જીભે જપુ તુજ નાંમ. અંબે
પરની આશા હવે નહી કરૂં,
પાસે નથી એ નદાંમ અંબે અરજ ૭
મોટાં માબિતરનાં છોકરાં,
કરે જ્યારે પારકી આશા. અંબે
દુનીઆમાં ડંકો વાગતો,
અતીશે પામશે ત્રાસ. અંબે અરજ ૮

લોહપાસને જો આથડે,
તતક્ષણ નીપજે હેમ. અંબે
સર્વથી તિમર કેમ રહે,
કેમ નથી ધારતાં એમ અંબે અરજ ૯
ખડ ઢગલોજો મોટોકરે,
અગ્ની અડે થાય રાખ. અંબે
તેમ હું પાપી તુજ પદરજો,
પોચસે મંન અભીલાખ. અંબે અરજ ૧૦
એવો પોકાર પ્રભાતનો,
બપોરાંની કરૂ બુમ. અંબે
સંધ્યાના સાફ્ફણા કરૂ,
તે કેમ કરોછો ગુમ. અંબે અરજ ૧૧
અરજી સેં ઉરમાં લેતાં નથી,
કેટલુંક માગોછો માન. અંબે
બાળક બાળ હદ ટાળવાળો
સુ નથી સાંભળતાં કાન." અંબે અરજ ૧૨
બેહેરાં થઇસું બેસી રહ્યાં,
વહેલાં ચડો મારી વાર. અંબે

હાથ ત્રીશૂળ લેઇ હુંસથી
થાજો વાઘે અસ્વાર અંબે અરજ ૧૩
ગાય વાછરાં ઉપર જીમધસે,
તમે બુડતાં ઝાલો બાંહ્ય. અંબે
આવ્યા વિના નથી છુટકો
તુમ વિના જઇ શું ક્યાંય અંબે અરજ ૧૪
આળક અવગુણ અતિ ઘણા,
માતા નવ ધરે મન. અંબે
ખંખેરી ખોળે ઘાલે સદા
જાણી પોતાનાં તંન અંબે અરજ ૧૫
મંન કલ્પનાઓ પુરી કરે,
જાતેથી વેઠીને દુઃખ અંબે
તણી આશા નવ કરે
સઘળી વાને કરે સુખ અંબે અરજ ૧૬
તેમ તું માવીત્તર મુજ ગણું,
હું બાળક તરો રાંક. અંબે
કર્મ કઠોળ મુજ ટાળને
ક્ષમા કરો મુજ વાંક અંબે અરજ ૧૭
સત જાણીને સેવું સદા,

લળી લળી લાગુછુ પાય. અંબે
રખે કળજુગમાં લોપાઇ જતાં
સાંભળીને અંબે માય અબે અરજ ૧૮

થોડું કહ્યું ઘણું માનજો,
મર્મ વચનના છે બોલ.
વાર વીલંબ હવે નવ કરો
ભકિતનો રાખજો તોલ અંબે અરજ ૧૯

વાતે વડાં નહીં નીંપજે,
દીલમાં લાવોને દયાય. અંબે
નહીંનો દયો દરસન અંતરાય અંબે અરજ ૨૦

તુજ પાએ મુસ્તક મુકીને,
સોંપી બેઠોછું પ્રાણ. અંબે
વીલંબ હવે સુંકરવા કરો
પ્રેમ ભકિત રૂદય જાણ અંબે અરજ ૨૧

માત જાણી બહુ બોલીઓ,
દીલમાં ના ધરશો દુઃખ. અંબે
બાળક જાણી વહેલાં આવજો
સઘળી વાને કરવા સુખ અંબે અરજ ૨૨

મુજ ભક્તિ પુજ્ય પ્રીતો ધણી,
તેમાં વાપરવા દયો દામ, અંબે
અંત વેરા શરણ રાખજો
દોલત છે તારે નામ અંબે અરજ ૨૩

---

## ગરબી.

---

આરાસુરી આવજો વહેલો,
સેવકને સમર્યા પહેલાં એ રામ,
અ રાશુરી અરજ સાંભળોરે,
મારા આતમની આધાર
પ્રેમે પુજું તારા પાવલારે,
તારી તાતી જાણી તરવાર.
દયાળુ દયા હવે કરજો,
પીપને વહેલા વળજોરે. ૧
વૈરાટ રાયે લગ્ન આરંભ્યું,
તેડી પાંન્ડવની જાન.
ખટવાસી પકવાન પડાવ્યા,

લેવા ઝાઝું માન,
બામે ત્યાં ભોજન કીધુરે,
કડકો માંહી રહેવાના દીધુરે  ૨
સેવક કહે છે સાંભળ રાજા.
શું જમસે તારી જાન
વાસીંદુવાળીને ખાલી કર્યું,
હવે નહીં પોહોચે જળ પાન
જાનૈયો જો ફેરવાળુ જો કરે,
તેવું તારૂ નહીં ઉગરે  ૩
વૈરાટને તો ચીંન્તા લાગી
પુજ્યાંગોત્ર દેવાય.
કમલે પુંજા કરવા માંડી તો પ્રગટ થયાં અંબાય
માગો વર આપું રાજા,
નહીં જવાદેઉ તુજ માઝારે  ૪
રાજા કહે સુણો માવડીરે,
મને શું પુછોછો પેર.
જાન જમવા હમણાં આવશેરે
મારેમારે ખાવું પડશે ઝેર,

તથી આછાનું મરવું રે.
મારે જીવીને શું કરવું ર
દયા કીધી ત્યારે દેવીએ.
અંન્ન તણાં ભંડાર
અનેક જોદ્ધા એવા જમે
પણ ખુટે નહીં લગાર.
અંન્ન પુરણ એમ કહેવાંણા
જગતમાં એમ ગવાંણા રે
તે બળ તારૂ કયાં ગયું માડી
મારી વેળા મારી માત
ઝાઝા દીવસથી અરજ કરૂં છું
સાંભળ દુઃખની વાત
નથી સેં લેખે લેતાં.
સુપને દરસન નથી દેતા રે
કાલાં વાલા છે માહારા રે.
તું શાંભળ દિન દયાળ,
અનેક પાપી ઓધ્ધાર્યાતેં
ભક્તાંની છે તું પ્રતીપાળ

૫

૭

તારો મને ભરુસો ભારીરે
આશાપુરી કરો હમારીરે
નહીં આવોજો માવડીરે
મારૂ ધાર્યું તે ધુળજ થાય,
આસરો બીજો નથી અમારે
સાંભળો અંબે માય.
બાળકને તો ઉરમાં લેઇએ
સમરેતો વેહલાં ધાઇએ
પાપ ઘણાંમારે ઉદય થએલાં
તે આડાં આવે છે આજ
નહીંતો તાર કામ એક બલનું
કરવું ધારો જો કાજ
પાસુદેઇ સાથી બેઠાં તે માત
તમે પાતાળમાં પેઠાં
અંતર અરજી સાંભળોરે
થાજો વાઘ ઉપર અસવાર
દુઃખ દારીદ્ર દુરકરિ,
મને ભવ સાગરથી તાર

આવ્યા વ ણુ છુટકો નથી
જીભે હું શું કરૂં કથી ૧૧

વારે વારે શું વિનવું રે
તું દીસે ચુટયો જાણ
તાળ લાગ્યો તારા નામનોરે
તને અરપીને બેઠો પ્રાણજ
ઘર બાળક સઘળું તાહારૂ
તેમાં કાંઇએ નથી તમારૂ ૧૨

લાભ ખોટની ધણી તું અંબા.
ધરમ કરમની તું શેઠ.
હું અપરાધી કાંઇના જાણું,
કરૂં ઠાલા સંસારની વેઠ.
હાજરે તમોંલાવજો માતા,
દુઃખ વેળા કરજો શાતા. ૧૩

તારા નામની લાલચ લાગી.
તે તો છોડી નવ જાય.
મારોકે મને જીવડો માતા,
દોલતતો ગુણ ગાય.

ભરૂસો મુજને છે ભારી.
અંબા મને લેસે ઉગારી. १४

---

## ગરબી.

---

હરી વેણુ વાયછેરે વનમાં,
વિસત સાંભળોરે મુજ વાણી.
ભલેરે ભલે માતું આરાસુર રાણી.
રઢ તુજ નામનીરે હો લાગી,
ભવની ભાવટ નાંખો ભાગી. વિસત १
ભલે મહાકાળી માંહી પધાર્યા,
દુઃખીઆં કેરાંહો કામ સધાર્યા.
વાતો સઘળેરે હો ચાલી,
સંઘ આવેછે દરસન હાલી. વીસત २
પ્રેમ કરીનેરે હો પાયે લાગે,
બેસવા કેરી જગ્યા માગે,
તાપના દાહાડારે હો ભારી,
દુઃખ પામેછે નરને નારી. વીસત ३

રવીવાર રળીઆંમણોરે હો જાણું,
જાણે માંડ્યું છે વિવાનું ટાણું,
મન ગમતાહે ગરબા ગાવે,
સૌના મનમાં હરખના માવે. વીસત ૪

બાહારની બેસવારે હો ખુબી,
તું તો જુવેછે તમાસો ઊભી.
તે નથી ઘટતુ હો માતા,
સેવકને કરવી ઘટે શાતા. વીસત ૫

શી ખોટ પડીહો તાહરો ખજાને,
તાહારા મનની વાતો કુણ જાણે-
કર મઢ મોટોરે હો માડી,
ઝાઝા સેવક આવશે દાહાડી. વીસત ૬

તે શું માત વાસનનેહો જાણે,
ગામો ગામ ગુણ તારા વખાણે.
વીસત વહેલારે હો ધાજે,
મઢ કરવા સેવકો લાવજે. વીસત ૭

ધાર્યું કાંમ કરી હો વળજો,
ભીડ પડે મા વહેલા વળજો.

મુગળ ઢોલ કરે હો લાવો,
ઝાંઝ વગાડી માના ગુણ ગાવો. વીસત ૮

મઢ કર મોટોરે હો માતા,
સેવકને જેમ ઉપજે શાતા.
બાગના વાયુલાહો આવે,
અમરૂખ હાંઠી તકતા શોભાવે. વીસત ૯

આરાશુરથીરે હો વહેલેરી આવો,
વાઘ ઉપર અસ્વારી લાવો,
બાલોને ત્રીશુળ કર હો ધારી,
કાળીમા શોભા બનાવો સારી. વીસત ૧૦

મોટા હકિમનાં હોમનડાં હોલાવો,
અહંકારીને પાયે નમાવો.
કળીજુગ કારમોરે હોમાડી,
ઝગમગ જ્યોત જગાવો ફુલવાડી. વીસત ૧૧

મન મુજ ધાર્યું કરજો લેહેરી,
મુખે કહ્યું તે જરૂર કરેરે.
દોલત દીલનીરે હો અરજી,
મુજ કામ ઉપર કર મા મરજી. વીસત ૧૨

જુગમાં અમરનામ તુજ થાશે,
બાળક ભક્તી ભલી શોભાશે.
કામ એક પળનુરે દાતારે,
શું કહું માજી વારંવારે. વીસત ૧૩

---

## વીસત માતની ગરબી,

---

અંબેમા ગરબે રમવાને વહેલાં આવો,
દેવનાં સાજન તેડાવો. અંબે
તે ત્રાસ ક્રોડ દેવ દેવીને નુતર્યાં,
મંડપ ભલારે શોભાવો, અંબે
હાંડીઓ ઝુમરૂખ તકતા દિપાવે,
ઝગમગ જોગ જગાવો. અંબે
અંબામા આવો વીસતને બોલાવો,
કાળીકા માતને તેડાવો, અંબે
દક્ષિણથી દેવી તુળજા ભવાની,
બહુચર માતને બોલાવો, અંબે

સરૂસ્વતિ મોર સ્વારીએ આવજો,
ગંગા ગોદાવરીને લાવો. અંબે

બ્રહ્માજી આવો બ્રહ્માણિના સંગથું;
સંકર ઉભીઆ શોભાવો, અંબે

વિશ્વ લક્ષ્મિજી વહેલાં વહેલાં આવજો,
ગરૂડ સ્વારી થાઓ, અંબે

કુબેર વરૂણને અગ્ની દેવઓપતા,
વાયુતે દેવને બોલાવો, અંબે

સાત સાગરને સરીતાજી આવજો.
હરખે મંડપ ઓપાવો, અંબે

અષ્ટકુળ પર્વતને નવકુળ નાગને,
હુંસેથી તેડાં કરાવો, અંબે

વરનાય દેવ તમો આવેથી શોભસે,
સાજન ભલારે દેખાવો, અંબે

નારદજી તમે આવો ભલી ભાતશું,
વેણા જ તરતો વજાવો, અંબે

નવ દુર ગાયે નીત નીત સેવીએ,
દુઃખના દળને મટાવો, અંબે

ચંદ્ર સુરજ નવ લખ તારા દીપતા,
આવી માના ગુણ ગાવો, અંબે
સરવે સેવક જન તમેરે,
દેવનાં સામૈયા કરાવો. અંબે
વિધ વિધ ભાતનાં વાજાં વગડાવો,
ફુલને મોતીડે વધાવો, અંબે
આસન બેસન પુજાઓ કીજીએ,
નીવેદના થાળ ભરાવો, અંબે
ફળ ફુલ મેવાને પાનનાં બીડલાં,
મુખેવાસ રૂડા કરાવો, અંબે
વીઝણા લઈને વાયુલા ઢોલીએ
માંડવડી ગવરાવો, અંબે
હળી માત સૈ ગરબે ખેલજો,
સેવકના મંન ઘણું ભાલે, અંબે
સમરે તેની મા સદાસહાય કીજીએ,
આપો ભક્તીનો લાહાવો. અંબે
દીન દીન અતીસે ઉમંગ કરાવજો,
મોટામોટા સંગવી લાવો, અંબે

કાળી માંહા સદા કરૂણા રાખજો,
કામ કાજ વહેલા વધાવો, અંબે
ભકતના કામમાં વહેલાં વહેલાં આવજો,
દુઃખીઆંનાં દુઃખ સમાવો, અંબે
દોલત દીલખ એવી છે અરજી:
સંકટ વેળા સાહાય થાઓ, અંબે

---

## ગરબી.

---

રૂપાળી તો રંગ ભેર માત ઘેર લાગ્યાં,
પ્રેમે માડયાં પુજવાને મો વડે વધાવ્યાં રૂપાળી ૧
નારણુને તો નેહ તારા નાંમ તણો લાગ્યો
કીધો જ્યારે ચાંહલો દેશડંકો વાગ્યો રૂપાળી ૨
નારણુને ન્યાલ કીધો લાડ બહુલડાવે
દેશને પરદેશથી તો સંઘ લાગ્યાં રૂપાળી ૩
ધન્ય તારા તેજને હું જાઉં બલીહારી
ગરીબોના દુઃખ કાપ્યાં અન્યના આધારી રૂપાળી ૪
સહુના માંકડ મારી તે શીસ બોલાવ્યાં,

કોટાસણ દરબારનાં તે મંદીર ડોલાવ્યાં     રૂપાળી ૫
ઘેર ઘેર ગામ ગામ દેવીનું પુજાણું
આવેળા તું રોશકરી બેઠી માત જાણી     રૂપાળી ૬
બાળ ઉપર માત મારી રોસનવી રાખો
નામ તારૂ લાજે નહી દયા દિલ રાખો.     રૂપાળી ૭
કોતો ના થઇ ચાકરી કાંતું પાતાળે પેઠી
નજર કરનેહ ધરી સુરી સહુને બેઠી     રૂપાળી ૮
બાળ ઉપર પ્રેમકરી તેજ તો વધારો.
દોલત કહે તુજ વીના બીજો નહી આધારો     રૂ. ૯

---

## ગરબી.

---

કળજકમાં કેસરાતું મોટી જાવાંની;
તને રાત રાંણેમાંની;
માતું નથી કયાંય છાંની; કળજકમાં     ૧
આંબોને લેંબો બે બાળક તાહાર;
નીવેહાં તેં લેવા માંડાં, થયા દુખીઆરા; કળજક. ૨
ગામ લોક ચરચા કરે, કંન્યા કોઈ ના આપે;

બાળકને બીક ઘણી, કરે છે સંતાપ. કળજક. ૩
ડોસીને જો મારીએ તો, સુખ થાય ભારે;
ડોસીને તો ઉચકીને, નીકળ્યા અંધારે. કળજક ૪
કુવામાંહિ ખાટ નાંખી, નહીને ઘેર આવ્યા;
માત બાહાર નિકળીને, ઘેર તો સઘાવ્યાં. કળજક ૫
શીદને ઉદાસ થાવો તમોને પરણાવ્યું;
ઠાકોરની દીકરી ભાઇ તમો ઘેર લાવું. કળજક. ૬
તેથી તને ના ગમે તો આપે હું સમઊ;
પુષ્પ ઢગલો પોતે થયાં સાચ વધુ સારૂ. કળજક. ૭
મરતોલ્લી મુકામ તાહારો દેશ ડંકોદીધો.
વરખગીએ વાસ તારો દેવ્રડીએ દીધો કળજક ૮
દોલત કહે દેવ દેખી ઠર્યું મન મારૂ
પ્રેમકરી પુજે તો તેનું થાય સારૂ કળજક ૯

---

## ગરબી.

---

રગતાળી રંગતાળી કાળીમાંતો રંગતાળીરે.
ભલે ભલે આરા સુરવાળી,

કાળીમાં તો રંગતાળીરે ૧

ત્યારનાં માતાજી મંદિર પધાર્યા,
ત્યારની છેરે દીવાળી કાળી ૨

આનંદ અતીસે દીલમાં થાય છે.
દરશન તાહારાં ભાળા , કાળી. ૩

નરનારી ઘણા ઘણા ગુણગ યછે,
દયાંનમાંરે છે તાળા કાળી ૪

આંગીઓ પાવેને જોત જગાવે.
શોભા બનાવે સારી કાળ ૫

પાએ લાગે છે ને મો જો માગે છે
સાંભળને તું દયાળી કાળી ૬

મોકલો મંડપ કરોને માતા
મેડાને બારી જારી કા ળી ૭

સેવક આવે છે ફલ ફુલ લાવે
ધુપ દયાંન આરતી રૂપાળી કાળી ૮

ઘોડીઆં લાવે છે શ્રી દળ ચડાવે
થાળ લાવે બહુ ભારી કાળી ૧૦

ધન્ય તારા તેજને જાઉં બલહારી

હવે થાજો વાધે અસવારિ — કાળી ૧૦
સર્વ સેવકને સદા સહાય કરજો
દુઃખીઆં ઉપર જો ન્યાળી કાળો ૧૧
આશા કરે તેની આશ પુરી કરજો
સદા રહેજો હીતકારી કાળા ૧૨
રટણકરે તેને રાજીમાં રાખજો,
કોઇનિ નહીં ઓશીઆળ કાળા ૧૩
ખરાખરા ખ્યાલ નીત પડછા દેખાડજો,
વંદુ હું વાર હજારી કાળા ૧૪
ભુલ ચુક માફ કરી મેહેર કરો માવડી,
દોલત જાય બલીહારી. કાળા ૧૫

---

( બહુચરાજીનો શંદ )

બળધારી તું બાળા,
બહુ રંગીલા બહુ રૂપાળા.
સંનખલ પુરના કુહો વાળી;
કલલાતાળા કાંબીવાળા નેવર વાગે,
ઘુંઘર ગાજે ઝાલ ઝબુકે ટીલડી ઝરકે,
નેજા ફરક મરઘ તણી અસ્વારી માતા,

ચૈદ ભુવનનું દાતા.
બારએ કાવળ નાક વાળી.
ભલે ભલે તું બહુચર બાળા,
મસ્તક દામણી મોગરમે હેકે,
કસ્તુરીને કેસર; મેહેકે;
વરછા રૂપે વેઢ લળકે,.
ઝાંમણ દોરા ઝાલ ઝળકે;
ઝાલર ઝમકે ઘુઘર ગાજે અંતર મેહેકે,
અંગ બરાંબે કેશ કળા ફુલ શોભે કાંને,
કંકણ ચુડી કાજળી ઓપે,
મુખ તંબોળ માદળ શોભે.
શંનાખલપુરને ચોક બીરાજે,
સંઘ ઉગમણે ગોખે છાજે,
પાડા પીધા બોકડ માર્યા.
મગ ઉગાર્યા મુગલ કેરી ફોજ પધારી,
માંહી મુસલમાન માન સુબેદારી.
સવરસો મરઘા માર લીયામા,
કુકડીઆ ભોજન કીયામા.

એક અખાવર એમર રહગો મા,
દેઇ બેઠો થઓ મા,
બહુચર કાંનો શદ ગયોમા,
પડતો મરવા સમરે માય
નહિ આવો કોણ નમસે પાગ,
સોના મીસુળ ઝાલ્યુ હાથ;
બહુચર આવ્યાં આપેઃ આપ.
માર્યા મુગલ તોડું હાર,
આભ ધરતી કરૂં એકાકાર;
ભારથ રચીઓ ખુબ ભંડારમાં.
રથ ખેચીને નીરખે ભાણ.
ત્યાં નરહરજી નરતે જાણ;
કાળ ચડયોછે કેડે ઓળ.
બળદાઙ્ગી કોપીતે વાર,
મુગલ તણાં લેવાને રાજ:
ભકતાં કેરૂ કરવા કાજ.
ચાર છબીલા છોગાં વાળા.
બળીઓ હાકેમ તું બળદારી:

તારી ગતિમાં શીવના બુઝે.
ઊમા વિશ્નુ ભેદના પામે,
ભુપ વડા તુમ ચરણાં શેવે;
ચોસઠ જોગણી પુજે દેવે.
મુગલ્લ માતર ભેળા થાય
સકિત તણે મઢલડવા જાય;
રાતાં લોચન રીસના માય.
ત્રીસુળ લેઇને બહુચર ધાય,
ડગ ડગ તારાં ડાકલ વાગે,
ભેર ભુગળતો ભારથ ગાજે,
નવસેં નોબતો ગડ ગડે.
બહુચર દૈત્યાંસું લડે દૈત્ય લડતાં વેટ ચયે.
કંકાહામચે ભેભાંણ પડે. પંડયાણ લડે.
મુગલ ઉપર કોપી માય
ત્રણ ભુવનમાં ખબર થાય
ડાંભેલા કાંભાગ્યાં જાય
સુર ચઢયું ત્યાં બહુચર માય
હાંહાં કરતાં જોડયા હાથ.

અમે કીધી મા અનરણુ ધાત.
બહુચર માતા પકડો બાંહય
ખપીઆ મરદા સજીવન થાય.
ચાર જુગમાં અમર થાય
ભલા ભલા સુબાસંધે જાય
મા બેઠાં છે ચુવાળ માંહગ
બહુચર તારે રૂપ ઘણાંમા
ભાટ બ્રાંમણુ વેદ જાણે મા
સેવક સાંમી સરત કરો મા
દુઃખ દારીદ્ર દુર કરોમા.
બહુચર માતા મોહ મડાડ
સકતી મા સરસ્વતિ સહાય.
મહેર કરો તો મોજાપાવું
નીત નવા ગુણ છંદ બનાવું
કવીઓ જાણી કાજ સુધારો
બાળક જાણી વેલ વધારો.
દરસન દેવા દેશ પધારો,
શીસન માવે સેવક તારો.

મટમાં ગાવું નીત ઘુણ સારે.
ગુણગાઉ છું બહુચર તારો,
દાન આપો મારગ રથ મંમાય
કરજોડીને અજુ ગાય
લળી લળીને લાગું ગાય.

---

છંદ બીજો

---

સમરૂ સારદા માત મોટી ભવાંનિ
ગાસદ જોગણિ દેવ મુખે વખાંણી
ગોઢી ચુદડી મસ્તકે મોડ છાજે.
માતા બહુચર ગોખ મદયે બીરાજે 　　　　૧
અતી તેજ તારૂ નવે ખંડ માંહી
દેવી અદય શકતી માતાનું કહેવાયે
દીપક જોત તારી ભવાની સદાજે 　　　　માતા ૨
તું તો તો તળા માત કાળી કળારી
સીવા સ્યાંભવિ બહુચરા તુજ બાળા
બહુસુખ દીઠે મહા દુઃખ ભાજે 　　　　માતા ૩

માર્યા શુંભની શુંભને ચંડ મુંડ,
મહિષા સુરના કીધા સતખંડ,
ત્રીશુળ ધારીને દેખતાં દૈત્ય ભાજે. માત ૪

પુજુ માતને ભાવથી ભક્તિ આંણી,
દેવ મારકંડેને વેદે વખાંણી;
પાએને પુરે ઘુઘરી નિત્ય ગાજે માતા ૫

ધર્યા પુષ્પ કંઠે ઘણું માત ઓપે
દીપક જોત્ય તારિ રવીત્રણુ લોક
વેણા વાંસકંસીયા ચરડા કવાજે. માતા. ૬

મલ્લી કાજ રાખી રાજાને તીહાંજી,
સ્ત્રીનો પુરૂપ કીધો માતા બહુચરજી;
ઘણું શું વખાણું પાળો બ્રહ્માઆજે. માત ૭

શંભુ નાથ જોડી નીત્યો હાથ રહે છે.
મુખે બહુચરા બહુચરા એમ કરે છે;
ભણે સાંભળે તે તણાં પાપ ખાજે. માતા ૮

---

## અંબામાની ગરબીછે

આવિ સરદ પુનમની રાત;　　મા જીલણ જીલવાને
નાહાવા આવ્યાં અંબેમાત;　　મા જીલણ જીલવાને.
માનો માંન સરોવર આરો;　　મા જીલણ
તાહારો જુગમાં જગહુળ પારો, મા જીલણ　　૨
વારૂ સરોવર લેહેરે જાયરે;　　મા જીલણ
ભલે આરાસુરની રાયરે;　　મા જીલણ　　૩
સરોવરનાં નીરમળ પાણી;　　મા જીલણ
નાટાવા આવાં આરાસુર રાણી મા જીલણ　　૪
જે કોઇ માંન સરોવર ઝીલે; મા જીલણ
તેનાં બદન ફુલ સાંખીલે　　મા જીલણ　　૫
નાહાંના હાંતે અંબા લેહેરી; મા જીલણ
માથે નવરંગ ચુંદડી પેહેરી; મા જીલણ　　૬
માને માંથે મુગટ બીરાજે; મા જીલણ
ઉપર હિરલા જડેલા છાજે; મા જીલણ　　૭
પેહેરી પેહેરી મોતીની વાળી; મા જીલણ
કાળી ગાંઠીએ મોતીયાં વાળી; મા જીલણ　　૮

હૈયેહાર હીરાંના લળકે; મા જીલણુ
માંને કાંનેતે કુંડળ ઝળકે; મા જીલણુ ૯
પેહેરયો માયેતે નવરંગ ચુડો; મા જીલણુ
માનો રંગ બનોછે રૂડો; મા જીલણુ ૧૦
દર આંગળીયે વેઢને વીંટી; મા જીલણુ
માહ છંદછે ઝીણી લીટી; મા જીલણુ ૧૧
પાયે કલ્લાંને કાંબીઓ બીરાજે; મા જીલણુ
માંહ ગોવાચર ઘુઘરી ગાજે; મા જીલણુ ૧૨
માયે પેહેરો તે કસબી સાળુ; મા જીલણુ
જાંણે પુંનમનું અજવાળુ; મા જીલણુ ૧૩
કરી વાઘ ઉપર અસવારી; મા જીવણુ
કરમાંહ તે ત્રીસુળ ધારી; મા જીલણુ ૧૪
દોલતને કરૂલો કીધિ; મા જીલણુ
ભીડ વેળાની ખબરો લીધી; મા જીવણુ ૧૫

## અંબા માનું પરભાતીયું ૧

અંબા તપાસીએ, પાપથી નાસીએ;
ને થકી ભવ તણા ફંદ ભાગે. ૧
મોહથી જાગને, ખટપટ ત્યાગને;
વરમળા વાદળ સીર આવ્યું.
અભીમાંને આથડે, તેમાં કાંઇ નહી જડે,
ફોગટ ફંદમાં કાંઇના ફાવ્યું. અંબા ૨
કાળ કેડે ફરે, પાપ વીંટાઇ વળે;
ધારયું તે તાહરૂ ભાઇ ધુળ થાસે.
દિંન દીંન જાયછે, આયુસ પલટાયછે;
અંત વેળા બધુ દુર નાસે. અંબા ૩
ફાવેતે દાવમાં, અભીમાંન લાવ્યમાં;
તેથી કારજ તાહરૂ સીદ્ધ થાસે.
સુમનાથી સમરીએ, ચીત ચરણે ધરી;
દોલત દુખડાં દુર જાસે. અંબે ૪

## પરભાતીયું ૧

સાંભળો માવડી, વાર કેમ આવડી;
ભકતાંની ભીડે મા વેહેલાં આવો. ૧
અનક ઓધારીઆ, બુડતા તારીઆ;
ગણીત ગણતાં તેનો પાર નાવે. સાંભળો ૨
વિમળ વારે ચડી, જેમ નંગ વિંટી જડી;
તે રીતે પુત્રને પાર પાડયો.
કરી અમર નામના, પુરીમન કાંમના;
સંસાર સારતેં તે દેખાડયો. સાંભળો ૩
મોતીસા વાંણીઓ, જુગતમાં જાંણીઓ;
તે તણાં ઝાઝ મા તેંજ તારયાં.
વલ્લવ રસના વસી, આપફત ગઈ ખસી;
ભવીક ભકતાંનાં તેદુખ વારયાં. સાંભળો ૪
આંધળાં આંચને, પાંગળાં પાંખને;
વાંઝીઆં પુત્રને લેઈ ખેલાવે.
નર ધન ધન મળા, મનોરથ સૈફળા;
લાડ દોલેતને માણુ લડાવે. સાંભળો ૫

# અંબામાની લાવણી

આદય શકમીનુ અંબાય,
હું તો લાગું તોરે પાય
માજી મેહેર કરો મંમાય
એક અરજ કરૂ
માતુ આરાસુર પટરાણી,
તને નવે ખંડમાં જાણી
વેદ ચારેમાં ની તારૂ ધ્યાંન ધરૂ ૧
તારો આરાસુરમાં ઠામ ત્યાંતો ફેરો કીધો વાર,
ઘણાં કર્યાં સેવકનાં કામ તેનો પાર નથી
તારો થારના પામે શેષ, દયા ન ધરે છે માહેષ
અંબા શોભે બાળેવેશ, મુખે કહું છું કથી ૨
વેગે ચાર ભગની તારી એક એકથી અધીકારી
દર્શન કરે નરને નારી, તેનાં દુઃખ હરો
બહુચર મૈયાતું બળદાળી તને સનખલપુરમાભાળી
પાવાગઢ વસે મોરા કાળી વાત શ્રવણે ધરો ૩
તુળજા મૈયા બાળે વેશ તેતો રહેછે દક્ષિણ દેશ

ટાળ્યો દૈત્ય તણો પ્રવેસ બેઠા આસન કરી
ચારે ભગની ચોહદશ ગાજે અંબા અડાલજ બીરાજે
સંકટ સેવક જનનાં ભાજે એવી મેહર કરી ૪

અડાલજની રૂડી વાગ્ય તેમાં પ્રગટ થયાં અંબાય
સૌ કો લાગેનોરે પાય દેવી છો સનમુખ
કીરપા કરી તે કેમ જાણી માએ વાગ્યે ભરીયાંપાણી
એ મોટી કીર્તી એધાણી ટાળ્યું નગરીનું દુઃખ ૫

સ્થંભ કીધા છે વિશાળ તેમાં સાત કર્યા છે માળ
તેમાં શોભે બહુચર બાળ વાહન મૃગ તણું
એવી અદ્દભુત શોભાસારી બનીયું કામ મીના કારી
તેમાં નિર ભરે છે નારી દીસે પ્રાક્રમ ઘણું ૬

ચીત્રામણ તણો નહી પાર કાઢવા હસ્તી હારોહાર
પગથીઆનો નાવે પાર તોડયાં નવ તુટે
વાત ટોપી નાળે જાણી બારે કોસે ખેચ્યાં પાણી
પ્રભાતે હતી તેમ ભરાણી નીર નવ ખુટે
તે સૌ માજીનો પ્રતાપ. પછી મંદીર બેઠાં આપ
ટાળ્યા સેવકના સંતાપ સોભા સરસબની
- મંદીર મધે બેઠાં માત ચઢતાં પગથીઆં છે સાત

માએ ખડગ ઝાલ્યું હાથ સોભે પારસમણી ૮
માએ ધરીયા છે શણગાર શીરા મુગટ શોભે સાર
કંઠે એકાવળ હાર એના હાથે ચુડી
પુનેમના દીન ઓછવ થાય સરવેગામ આવી ભરાય
ગરબા પંચ મળીને ગાય અંબાદીશે રૂડી ૯
આવે નવરાત્રીના દીન રૂડાં સોભાવે ભોવન
જોઈ જોઈ હરખે માનુ મન માજી ગરબે રમે
હોમ આઠમને દીનથાય ઘુત ખીર ખાંડ હો માય
ઘણાં શ્રીફળ વધેરાય બ્રાહ્મણ લાડુ જમે ૧૦
ઓગણીસે એકત્રીસો જાણું માસ અસાડ વખાણું
તીથી સાતમની પરમાણું વદી પક્ષ સહી
માજી બ્રાહ્મણ મારી જાત ઉત્તમ ટોળકી આનિનાત
ગુણ ગાય દીનને રાત તેને વાંમ કરી ૧૧
જગનાથ તારો દાસ નીજ અડાળજ છે વાસ
નીસદીન રહું છું તારી પાસ મૈયા મેહેર ધરો
ગુણગાએ દોલતરાંમ નીસદીન સેવું તારો વાંમ
નીત્યે ચરૂં છું પ્રમાણ અરજ ઊરમાં ધરો ૧૨

# અંબાજી માતાનો છંદ.

ધન્ય ધન્યરે તું અંબા માડી,
શોભે છે ફુલાંની વાડી;
બહુ રંગીલી દેવી દયાળી,
આરાસુરના ટોડાં વાળી;
અંતર મહકે મોગર બહેકે,
સોળ કળાનાં તેજ ઝબુકે;
તાહરો પાર ન પામે શેષ,
રૂશું વર્ણવું જીભ્યા એમ
તો તાહયરા બળનો પાર ન માડી
તાહરા જાય જપું છું દાડી
આગ્યા પાછો અક્ષર થાય
માફકરે તું મોરી માય
નવ જાણું પીંગળનો પાઠ
તુજ ભકિતનો ઝાલ્યો ઠાઠ
છંદ ગાવાની ઇચ્છા થઇ
હૃદય કમળ તું રહે જે મઇ

સરસ્વતી સમરૂં બે કરજોડ
મારે મત હિસે છે થોડી
જીભ્યા એ માવસો જરૂર
અંબાગુણ ગાઉં ભરપુર
અંબા નાંમે ઓધર્યા પાપી
દુઃખ દરીદ્ર નાંખ્યા કાપી
નીર્ધનીઆને આપ્યા ધન
વઝયાને આપો છો તંન
અંધને આપ્યાં લોચન
દુઃખીઆના હરખાયાં મન
એવું જાણી શરણે આવ્યો
બળતા દુઃખ તેં બચાવ્યો
આદ્ય શકિત તું અંબે માય
પ્રેમધરીને લાગું પાય
મહેર કરો મુજને મં માય
તો મારા તોરા ગુણ ગવાય
આરાશુરમાં વાશ તમારો
જગતમાં જળ હળતો છે પારો

ત્રણ ભુવનની તું છે દાતા
સેવકને કરજ્યો ઘટશાતા
આંન સરોવર સોભાવણી
અંબા આદ ભોવનનાં ધણી

માંથે મુગટ હઈડે હાર
તેની સોભાનો નહિપાર
વાળે વાળ પરોવ્યો મોતિ
દાંમણી ઝુળકે ઝાળ હળજ્યોતી
ભાલે ટીલડા સોભેસાર

કાંને કુંડળનો ઝળકાર
ઝાલ ઝુમણાં અંબર સાડી
સોભે છે ફુલાંની વાડી
બાહે બાજુ બંધજ સાર
ચુડી કંકણનો ચળકાર

દસ આંગળી એ વેઢને
છંદ તણી છે જાણી લીટી
સાંકળાં કલ્લાં ને પુરસાર
ઉપર જેર તણો ઝળકાર

અણુવટ ધમકે વાગે જેહ
સોભા ખુબ બની છે તેહ
ચોળી ચણીઓ નવલે રૂપ
અણીઆરી છે આંખ અનુપ
દાંત દીસે દાડમની કળી
મુખતે જદીસે વિજળી
વાઘ ઉપર સ્વારી માતા
દેવ ભકતને કરકાં સાતા
એવે ભોમી ચડી ઓભાર.
દૈત્યતણા બળનો નહીપાર
યગન હોમ કોઇથી નવ થાય,
બલિદાંન તો નવ અપાય.
ગૌ બ્રાહ્મણને પીડ થાગું,
બળ વાધ્યું એણ દેતાં તણું.
યમ તાણું તો કાઢે મુળ.
પાપી બાળ વાધ્યુ ભરપુર.
સૌ દેવોને ઉપજાવ્યો ત્રાસ,
જીવ્યાની પાગુ નવ રહી આસ

દેવ ભકત તો ભેગા થાય અંબાને ફરીયાદિ ગયા.
સાંભળને તું અંબે માય દૈતાં દુઃચ સહયાં નવ જાય
વાઘ ઉપર થાજ્યો માસ્વાર ઉતારો ભોમીનો ભાર
સુણિ અરજી માએ કાંન દૈતાંનું ઉતારવા માંન
ભગ્યાં કેરૂ કરવા કામ અંબા મા કોપ્યાં તે ઠામ
વાઘ ઉપર કીધી સ્વારી નયણે,રીસ ભરી છે ભારી
ભાલો ત્રિસુળ લીધું હાથ લડવાને દૈતાંની સાથ
રકત લોચન રિસ નવમાય દેવ ભકતનો હરવા સાહય
ચંડ મુંડ કરવા ચકચુર બળ વધાર્યુંછે ભરપુર
ડાકને ડમરૂ:ભેરી નાદ શૌકો ને ત્યાં કરીઓ સાદ
ચોસઠ જોગણી બાવન:વિર આગીઓ તેડાવ્યો રણ ધિર
નવલાખ ભુતાવળ મળી ભળે ડાકણ સાકણ મેળો મળે
લેઇ સેન્યન મારી હાક ત્રણે ભોવન ચઢયાં છે ચાક
નવસેં નોબતો ગઢ ગડે અંબા મા દૈતાં સુલડે
રકત લોચન રીસ ન માય ત્રિશુળ લેઇને અંબા ધાય
હો હો હો હોકારો કરે વીસ ભુજા કીધા તે પળે
દૈતાંનું બળ અપરંમપાર હાર ન પામે તેહ લગાર
જેને શીવજીનું વરદાંન બળ ભુજાનું છે અભીમાન

દેવ જુએ વેમાને ચડી દૈત મરે જો નહિ આગડી
દેવ ભગતને પીડા થશે ધર્મ પુન ધરતીથી જશે
રખે દૈત્ય મા આખા જાય સાંભળને તું અંબે માય
વાંણી સુણી રક્તજ થઇ દૈત્યાંને રણઝાલ્યાં જઇ
અષ્ટા દસ ભુજા તે વાર બળ ભર્યું છે અપરંપાર
વાધે કીધું જબરૂં જોર દૈતાંનો ઉતાર્યો તોર
કેઇને બાઝયા ઝાળે કરી કેઇને રોઝયા રણમાં વળી
હોંકારે તુટેછે પાહાડ, સમુળાં ઉખડેછે ઝાડ.
કૈકતો ફુંકે ફાટીમરે, અંબામા હોંકારા કરે.
રણમાં જુદ્ધ મચ્યું અઘોર,દેવીનું બહુ વાધ્યું જોર.
રૂધીરના વરસે વરસાદ, મુખ કરેછે મોટા નાદ
ધરા ધુજે ભારજ ઘણો, ગર્ભ ગરેછે નારીતણો.
માર્યા પગપાટુએ ઠેસ, અંબામાએ કીધિ બેસ.
તરવારોની તાળી પડે, સસ્ત્રે સસ્ત્ર ઘણાં આખડે
ભાલા ત્રિસુળ સાંગ અપાર.અથડાયે વરસે અંગાર.
કેઇને વાઘ પંજાથી હણે, વાજીંત્ર ઝાઝાં ગડગડે.
જાણે વીજળીના ચમકાર, એની લોચન છુટે ઝાળ.
ત્રાહ્ય ત્રાહ્ય દેતાં દળકરે, ફુફવાડેથી ફાટી મરે.

દેવ વીમાન જુએછે મળી, દેતાં હળને નાંખ્યું હળી.
માળ્યા દૈતને ટાળ્યો ત્રાસ,દેવ ભક્તની પુરો આસ.
હેતાં હળ વાળ્યો સંહાર,રણમાં વરત્યો જય જયકાર.
દેવ પુષ્પનિ વૃષ્ટીકરે, જય જય જયમુખ ઉચ્ચરે.
વીસ ભુજાતે વીસત નાંમ, દેવ ભકતનું કીધું કામ
બેઠી વડ વડવાળી કહી, તારા નાંમનો પારજ નહી.
ભોમીનો ઉતાર્યો ભાર, ધર્મ વધાર્યું અપરંપાર.
ધન્ય ધન્રે તું અંબેમાય,તારૂં બળ કહ્યું નવ જાય.
શાંન્તી થઇ શકિત થઈ રહી,શોભો છો આરાસુર માંહી
વિમળ કેરી કીધી વાહર, જાંણેછે તે સૌ સંસાર.
દુનિયાંમાં દિપાવ્યું નાંમ, એવું અંબા કરીતું કામ.
મોતીસાનાં તાર્યા ઝાઝ,ભટ વલ્લભની રાખી લાજ.
જેને તુંછે જનુની માય. તેને ન્યુંન્ય સાંની કહેવાય.
મહેરકરોતો માહાસુખપાવું,નીત્ય નવલા છંદ બનાવું
ભુલ ચુકની માફી કરો, અર્જ અમારી ઉરમાં ધરો,
મારી લાજછે તાહરાહાથ,રાત દીવસ મન હું તમસાથ.
અંતરની સૌ જાંણો તેમો, મુખેથી સું કહિએ અમા.
બાળક તમ ઉપર પ્રીત, વરતાસો સો જાણોછો રીત

મારે ભરૂસો તારો ભારી, ગાઉ છંદ લેજો ઉરધારી
આધ શકિતમાસાહ્યજકરજો,વિપતવેળાવહેલાંમળજો
અંત સમયતો શરણુતમારૂ,ભવસાગરનુ નાવ અમારૂ
વળી વળી હું વંદુ માય,દ્વિકર જોડી લાગું પાય.
ઓગણીસ સડસઠ કેરિ સાલ,પોષ કૃષ્ણ પક્ષ રસાળ.
પંચમી ગુરૂ ગુણ ગાઉ ઘણા,ન્યાલ કરો નવરાખો મણા
દિલમાં છે દરસનનિ આશ,પ્રેમ કરીને રાખો પાસ,
અંતર આશા પુરી કરો,બાળક જાણી વહેલાં મળો,
દોલત દિલમાં એવું ચાહ્ય, આશા પુરે અંબે માય.
મંન કલ્પના પુરી કરો,ભકત છાપ પડછો ઘેયો ખરો.
નહિ ખજાને આવે ખોટ, સમર્યા પહેલી દેજયો દોટ.
તારક નામ છો તારો તમો.એવિ અરજી કહુંછુ અમો
અનેકપાપી ઓધાર્યા માય,મુજનેપણ મા કરજોસાહય.
કાળીમાં તો કરૂણા કરી, માથા ઉપર મેહેર વરી.
ચીનુભાઇની ચીંતા ટાળી,હરીભાઇ ઉપર હદવાળી.
આવે પારે પુરો આશ, ગાવેછે એમ દોલત દાસ,
મેહેર કરીમા મઢ સુધારો, દરસન દેવા દેશ પધારો,
પારા કરૂ નામ વધારો,રસના એનીત્ય ગુણ ગાઉ તારો,

દેશ વિદેશી આવે જન, પ્રેમે મા થાજો પ્રસન્ન.
દુઃખ દારીદ્ર કાઢો દુર, મહીમા વધારજો ભરપુર.
પુજે તેની પુરજા આશ, ભકત રૂદયમાં પુરજો આશ

---

## વીસત માતની ગરબી,

---

આરી કાળીમા કરૂણા કીધિ — મા વીસત વડકાળી
ભારી ભકતાની ખબરો લીધી — મા વીસત ૧
આવિ કાળીનો મઢ સોહાવ્યો, — મા વીસત
મઢ નવરંગ બંગલા બનાવ્યો; — મા વીસત ૨
તેડાવ્યાં તે કાળકા કાળી, — મા વીસત
આવ્યાં આવ્યાં તે બહુચરા બાળી; — મા વીસત ૩
મહાકાળી તુળજા તેડાવો, — મા વીસત
સૌ દેવનાં સાજન આવો, — મા વીસત ૪
ઘાટડીએ ફુલડાં વેરાણું, — મા વીસત

| | |
|---|---|
| કંકુ કેશરની ગાર મસાવું; | મા વીસત ૫ |
| માંહ સીંદુરની ઓકળી પડાવું, | મા વીસત |
| કેળાં કેરા માંડવ રોપાવું; | મા વીસત ૬ |
| સોના રૂપાના બ જોડ ઢળાવું; | મા વીસત |
| ઉપર ઝગમગ જોત જગાવું; | મા વીસત ૭ |
| માને પાટ ઉપર પધરાવું; | મા વીસત |
| સોના રૂપાના પુસડે વધાવું; | મા વીસત ૮ |
| રમો રમો ભવાનિની ટોળી; | મા વીસત |
| માથે કેસર નાંખી રંગ ઢોળી; | મા વિસત ૯ |
| માજી હસી હસી લેછે તાળી; | મા વિસત |
| રમે રમેછે મોતીયાં વાળી; | મા વીસત ૧૦ |
| નથી જુગમાં તાહરો જોડો; | મા વિસત |
| હવે પાપના પડદા તોડો; | મા વીસત ૧૧ |
| અંબા સદાય સહાયકુળ રહેજો; | મા વીસત |
| ભીડ વેળા ી ખબરો લેજો; | મા વીસત ૧૨ |
| લળી લળીને પાયે લાગું; | મા વીસત |
| મન ગમતી મોજો માગું; | મા વીસત ૧૩ |
| માજી હેતે હસીને બોલો | મા વીસત |

માજી પ્રેમના પડદા ખેલો; મા વીસત ૧૪
મારે મોટીતે ઓથ તમારી; મા વીસત
દાસ દોલત જાય બલીહારી; મા વીસત ૧૫

---

## પ્રભાતીયું ૧

---

સમરે સાહ્યજ કરો વીઘંઉ વહેલાં હરો
જુગમાં જેમ મા સોભા પામું ૧
ચાલતાં વાટમાં; વંનમોરી ઘાટમાં
પાંણીના પંથમાં પાર પાડો
અગ્ની અ કે નટી વાયુ વલગે નટી
તાપ તીમર તમે દુર કાઢો સમરે ૨
દુખ દરીત્ર જસે:
ખસુ સાગર થશે,
જો હોય પુરણ પ્રીતતા ટારી;
અંબા અતરે અહતો ફેરા ફરે
જુગમાં કીરતી હોય સારી સમરે, ૩
જનમ મરણ મટે. ચોરાસી ચીર ઘટે;

મન મનોરથ પુરે માતા
દોલત સાહાય છે ગુણનીત ગાય છે
દુખ વેળા કરો સુખ સાતા                    સમરે ૪

# સમાપ્ત.

